| પૃ. | લી. | અશુદ્ધ. | શુદ્ધ |
|---|---|---|---|
| ૧૮૫ | ટીકા ૬ | मित्रता | मित्र |
| ૧૮૭ | ૩ | लोभनाहीं, | लोभ नाही |
| ૧૮૭ | નીચેથી ૪ થી લીટી. | અંકડારૂપ | આંકડારૂપ. |
| ૧૮૮ | ૨ | अलिलो | अलिकों |
| ૨૩૩ | પદ ૧૦ કડી ૪ | ललिता न. | ललिता कही न |

---

## આખ્યાનાદિ વિષે કથન

**અજામેલાખ્યાન**—આ આખ્યાન સંવત ૧૯૦૦ ની સાલમાં રામ મંદિરમાં દયારામભાઈ વિદ્યમાન હતા ત્યારે મહારાજ આદિત્યરામ રામાનંદીએ પોતાના પુસ્તકમાં સ્વહસ્તે લખેલું હતું, જેમાં ઘણાં પદોનો સંગ્રહ છે. એમાં બે અધ્યાય વધારે હતા, પણ તેનાપર "રામભક્ત" એવું નામ કર્ત્તાનું આપેલું હતું, તેથી કાઢી નાંખ્યાં છે. વડોદરા નરસિંહજીની પોળમાં દલા પટેલની પોળમાં રામમંદિરમાં હાલ મહારાજ છોટાલાલ કરીને બિરાજે છે.

૪૬ **શ્રીકૃષ્ણનામચિંતામણિ**—આ પ્રબંધ મુંબઈમાં ભા. મા. પંડિત ગટ્ટુલાલજી પાસે કવિના શિષ્ય રણછોડભાઇએ જ્યારે ગાયો ત્યારે તે સાંભળીને ગટ્ટુલાલાજીએ કહ્યું હતું કે, "વાહ વાહ! દયારામ! તું તો વ્યાસજી કરતેં બી બઢયો." આ વાત મને ગિરિજાશંકરભાઇએ કહી હતી.

૭૬ **શ્રીકૃષ્ણજન્મ**—આ ગરબાનો ઢાલ આ છેઃ-

સુણ સાહેલડીરે, મારે નંદકુંવરસું સ્નેહ;
ઝાઝું શું કહુંરે, મારો પ્રાણજીવન ધન એહ.

૮૧ **કુંવરબાઇનું મામેરું**—આનો ઢાળ આ પ્રમાણે છે. સ્ત્રીઓ ગાય છે કે,

"મારો માંડવો મોગરે છાયો,* ને રત્ને આચ્છાદીઓરે,
"મારે માંડવે કેળના સ્થંભ, આ શો રુડો માંડવોરે. ટેક.
"મારે માંડવે શ્રી કૃષ્ણ આવ્યા, ને બલભદ્ર આવશેરે,
"હું તો જોઉં મારા પ્રદ્યુમ્નની વાટ, તેને આવે રંગ રહેશેરે.

હાલમાં તો આ ઢાળ કોઈ ભાગ્યે જ જાણતા હશે. આજથી ૫૦ વરસ ઉપરનું આ ગીત છે. તે સવારે ગવાતું હતું. બીજો ઢાળ દયારામભાઇની રાસ પંચાધ્યાયીના ગરબાનો છે. હાલમાં એનો ઢાળ પણ કોઈ ગાઈ જાણતું નથી.

૮૨ **શ્રીષણના ધ્યાનનું ધોળ**–આનો ઢાળ આ પ્રમાણે સ્ત્રીઓ પ્રભાતે ગાય છેઃ–

"જીરે આજ મેં તો કોડે પગરણ માંડીયાંરે. ટેક.

"ઉંચો મંડપ મોગરેરે રચાવ્યો, મેં તો કોડે...

"મંડપ ઉપર જાલીયો મૂકાવો, મેં તો કોડે...

૮૩ **ચોવીશ અવતારનું ધોળ**–આનો ઢાળ શ્રીકૃષ્ણની જનોઇનો છેઃ–

"પ્રથમે પ્રણમું શ્રી ગુરુ ગોપીનાથનેરે,

"સૂક્ષ્મ રીતે ગાઉં જદુવર જનોઈ, વસુદેવ ઘેર સોહલોરે.

૧૦૭ છેલ્લી લીટીમાં ઉમેરવું–'તેમનું નામ ગિરધરલાલ હતું. મુનસફની કોર્ટમાં તે કારકૂન હતા. રાસપંચાધ્યાયી વગેરે કેટલાંક પદો તેમણે મને આપ્યાં હતાં–૧૯૩૩ ની સાલમાં.'

૧૫૮ ૨ જી કડીપરની ટીકામાં ઉમેરવું–" કાચબીને આંચળ હોતા નથી, તેથી એ પોતાના નેત્રની અમી દૃષ્ટિવડે પોતાના બચ્ચાંને ઉછેરે છે, અને તેથી બચ્ચાં તૃપ્ત રહે છે."

૧૮૫ ૬ ઠા પદમાં નવરત્ન શબ્દ છે તે શ્રીમદ્વલ્લભાચાર્ય પ્રણિત "નવરત્ન" ગ્રંથ માટે છે. તેમાં તેઓએ લખ્યું છે કે

निवेदनं तु स्मर्तव्यं, सर्वथा ताद्दशैर्जनैः ।
सर्वेश्वरस्य सर्वात्मा निजेच्छातः करिष्यति ॥

---

## કેટલાંક પદોના રાગ તાલનું સૂચન

| પૃ. | પદ | |
|---|---|---|
| ૮૩ | ૧ | તાલ–દીપચંદી. |
| ૮૪ | ૨ | ગત ઠુમરી. |
| ૮૫ | ૩ | ગત ચાલતી લાવણી. |
| ૮૬ | ૪ | રાગ સોરઠ–તાલ ત્રિતાલ ઝુમરાની. |
| ૮૭ | ૫ | જોટાનું. |
| ૮૮ | ૬ | તાલ–ચાલતી ગત. |
| ૮૯ | ૭ | રાગ રામકલી–પ્રભાત–ગત અદ્દાની. |
| ૮૯ | ૮ | જોટાનું. |
| ૯૦ | ૯ | ગત દીપચંદી–ઢાળ. "શીખ સાસુજી દેછેરે, વહુજી રૂડો ઢંગે." એ ઢાળ. |
| ૯૧ | ૧૧ | ગરબો–ગત દાદરાની. |
| ૯૨ | ૧૪ | ગત ચાલતી. |
| ૯૩ | ૧૫ | ગત અદ્દાની. |
| ૯૪ | ૧૬ | ગત દાદરાની. |
| ૯૪ | ૧૭ | "દામોદર દુઃખડા કાપો" એના જોટાનું, ગત ચાલતી. |
| ૯૬ | ૧ | ગત દાદરાની. |